પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્ર-ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

# રાઠવા નવજાગરણ પ્રૌઢ વાચનમાળા





# પ્રાસ્તાવિક

પ્રૌઢશિક્ષણનો રાષ્ટ્રવ્યાપી કાર્યક્રમ આમજનતાની કાયાપલટનો ભગીરથ કાર્યક્રમ છે. તેથી પ્રૌઢશિક્ષણનું પાઠયપુસ્તક એ પ્રૌઢના જીવનમાં પ્રવેશવાનું માધ્યમ છે. આથી આ વિષયનું પાઠયપુસ્તક તૈયાર કરવાનું કાર્ય અત્યંત કાળજીભર્યો પરિશ્રમ માગે એવું છે. ગૂજરાત વિદ્યાપીઠના પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન-કેન્દ્રે આ દૃષ્ટિએ જે વાચનમાળાઓ તૈયાર કરી છે તેમાં આ ચોથું સોપાન છે. પરંતુ હજુ સુધી લિપિબદ્ધ નહીં થયેલી એવી લોકબોલી પર આધારિત વાચનમાળાની શ્રેણીમાં આ પ્રથમ સોપાન છે.

સાહિત્ય જેમ વય પ્રમાણે ભિન્નતા માગે તેમ બોલી અને જીવનવ્યવહાર પ્રમાણે પણ ભિન્નતા માગે છે. આદિવાસીઓ જેવા જનસમુદાયો માટે તો આ વાત ખૂબ જ મહત્ત્વની બની જાય છે. આથી જ વડોદરા જિલ્લાના નસવાડી, તિલકવાડા, જેતપુર, છોટાઉદેપુર વિસ્તારના રાઠવાઓ માટે તેમ જ પંચમહાલ જિલ્લાના રાઠવાઓ માટે એમની રાઠવી બોલી પર આધારિત આ વાચનમાળા તૈયાર કરવામાં આવી છે.

પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન-કેન્દ્રના કાર્યકરો અને રાઠવા વિસ્તારમાં કામ કરનારા રાઠવી બોલીના જાણકારોના સુભગ સમન્વયથી આ શકય બન્યું છે. આ પ્રકારના સાહિત્યની જે અછત છે તે પૂરવાનો આ પ્રયાસ છે. ભારતના સામાન્ય જનસમુદાય સાથે આત્મીયતા કેળવવાની દૃષ્ટિએ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

વાચનમાળાની રચનામાં તજ્જ્ઞોનાં સૂચનોના આધારે આચાર્ય શ્રી પુરુષોત્તમભાઈ પટેલ, શ્રીમતી રમાબહેન દેસાઈ, કુ. ઈલાબહેન નાયક અને શ્રી નરસિંહભાઈ પટેલની બનેલી સમિતિએ આ પુસ્તક સંપાદિત કર્યું છે. એ માટે તેમને અને કાર્યશિબિરમાં ભાગ લેનાર સૌને અભિનંદન.

નવજાગરણ પ્રૌઢ વાચનમાળા, મહિલા નવજાગરણ વાચનમાળા, મજૂર વાચનમાળાને ગુજરાતમાં પ્રૌઢશિક્ષણ ક્ષેત્રે સારો આવકાર મળ્યો છે, તે જોતાં ગુજરાતનાં રાઠવી બોલી બોલનારાં નિરક્ષર પ્રૌઢોને આ પુસ્તક અત્યંત ઉપયોગી થશે એવી આશા છે. પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન-કેન્દ્રે હજુ આ દિશામાં ઘણી વાચનમાળાઓ તૈયાર કરવાની છે. લોકશાહી એટલે આમજનતાની સંસ્કૃતિ. આ દૃષ્ટિએ ભારતના વિશાળ જનસમુદાયનો વિચાર કરીએ તો તેમને માટે શિક્ષિત સમાજે કેટલું ઓછું કર્યું છે, તેનો વિષાદ થયા વિના રહેતો નથી. વિશાળ ગરીબ આમજનતાના પરિશ્રમ અને પરસેવાથી શિક્ષિત સમાજની પ્રગતિ થઈ છે. તેનું સહુ પ્રથમ કર્તવ્ય આમજનતા પ્રત્યેનું આ ઋણ અદા કરવાનું છે. એટલે તેના કર્તવ્યપાલનના ભાગરૂપે આ નવી વાચનમાળા પ્રગટ કરતાં હું આનંદ અનુભવું છું.

તા. ૨૭-૩-'૮૪ — રામલાલ પરીખ

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦૦૧૪ — કુલનાયક

प्रौढ शिक्षण तालीम अने संशोधन केन्द्र
गूजरात विद्यापीठ



# राठवा नवजागरण प्रौढ वाचनमाळा






नवजीवन प्रकाशन मंदिर अमदावाद. ३८००१४.



આ વાચનમાળા તૈયાર કરવામાં નીચેનાં ભાઈબહેનોનો સહયોગ મળ્યો છે :

(૧) શ્રી પુરુષોત્તમભાઈ એ. પટેલ
(૨) શ્રીમતી રમાબહેન મ. દેસાઈ
(૩) કુ. ઈલાબહેન છ. નાયક
(૪) શ્રી નરસિંહભાઈ પટેલ
(૫) શ્રી સુભાષભાઈ પંડયા
(૬) શ્રી માનસિંહભાઈ સોલંકી
(૭) શ્રી મનહરભાઈ રાઠવા
(૮) શ્રી ભક્તિભાઈ વસાવા
(૯) શ્રી શંકરભાઈ તડવી
(૧૦) શ્રી રેવાબહેન તડવી

મુદ્રક અને પ્રકાશક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ,
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ – ૩૮૦ ૦૧૪



પહેલી આવૃત્તિ પ્રત – ૧૦,૦૦૦ એપ્રિલ, ૧૯૮૪
કિંમત ત્રણ : રૂપિયા

ચિત્રકાર :
જી. આર. પંડયા




## રાઠવા નવજાગરણ વાચનમાળા વિશે કંઈક

સાક્ષરતાની સાથોસાથ સામાજિક ચેતનાની જાગૃતિ અને પોતાના વ્યવસાયના વિકાસનો ત્રિપાંખિયો વ્યૂહ પ્રૌઢશિક્ષણ કાર્યક્રમનો આધાર છે, એ હવે અજાણી વાત રહી નથી.

પ્રૌઢશિક્ષણના કાર્યક્રમના હેતુઓને ધ્યાનમાં રાખીને વડોદરા તેમ જ પંચમહાલ જિલ્લાના રાઠવા વિસ્તારનાં નિરક્ષર ભાઈબહેનો માટે એમની રાઠવી બોલી પર આધારિત આ 'રાઠવા નવજાગરણ વાચન-માળા'ની રચના કરવામાં આવી છે. રાઠવાઓની વિશેષતા, એમની વિચારસરણી, તહેવાર, ઉત્સવ, રહેણીકરણી, વ્યવસાય તથા ધાર્મિક માન્યતાઓમાં અપેક્ષિત પરિવર્તનની દૃષ્ટિ રાખી આ વાચનમાળાના પાઠોનું વસ્તુ લેવામાં આવ્યું છે.

પ્રત્યેક પાઠ દ્વારા પ્રૌઢ થોડા મૂળાક્ષર અને માત્રા શીખે એ પ્રમાણે એમના રોજિંદા જીવનની વિગતો છણી લઈ ક્રમિક રીતે વસ્તુની પસંદગી કરવામાં આવી છે. શીખેલા મૂળાક્ષરોનું પુનરાવર્તન પણ દરેક પાઠમાં થતું જાય. શબ્દો અને વાક્યો દ્વારા પ્રૌઢોની લેખિત શબ્દસમૃદ્ધિ વધે એ રીતે પાઠોનું આયોજન કરવામાં આવ્યું છે. પાઠ ૧૫ સુધીમાં બધા મૂળાક્ષરો આવી જાય છે.

પાઠમાં મૂકવામાં આવેલાં ચિત્રો પણ રાઠવાઓના પહેરવેશ અને જીવનવ્યવહાર પર આધારિત છે. ભાષા અને ચિત્રોના સમન્વયથી એમને એમનું પરિચિત વાતાવરણ આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. પરંતુ જેમ જેમ શિક્ષણ મેળવે તેમ તેમ પ્રૌઢો ગુજરાતી ભાષા સારી રીતે લખી-વાંચી શકે અને સ્વયં પોતાની પ્રગતિ કરવાની ક્ષમતા ધરાવતો થાય એ આશયથી રાઠવી બોલીથી પ્રારંભાયેલી આ વાચનમાળાના છેલ્લા પાઠો સુધી પહોંચીને શુદ્ધ ગુજરાતી ભાષાનાં દર્શન થાય છે.

પાયાના સર્વગ્રાહી સર્વેક્ષણ પર અભ્યાસક્રમની રચના કરવામાં આવી છે. જેના આધારે પાઠોમાં નીચેના જેવા વિષયોનો સમાવેશ કર્યો છે :

- વ્યવસાય
- જંગલ-પેદાશથી કમાણી
- ખોટા ખર્ચાની નાબૂદી
- શિક્ષણની સરકારી સવલતો
- કુટુંબકલ્યાણ
- તોલમાપ
- નાગરિકની ફરજો
- નાગરિકના અધિકારો વગેરે
- બૅન્ક–પોસ્ટ વ્યવહાર
- વ્યસનમુક્તિ
- શોષણમુક્તિ
- લોન સબસીડી
- સહકારી મંડળી
- સ્વચ્છતા – આરોગ્યપ્રદ ટેવો
- નાણાંનો ઉપયોગ – ઓળખ

આ વિષયોને ધ્યાનમાં રાખી રાઠવા વાચનમાળાના પાઠોનું નિર્માણ થયું છે.

પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન-કેન્દ્ર દ્વારા અનેક વાચનમાળાઓ તૈયાર થઈ છે, એ અનુભવોનો લાભ આ વાચનમાળામાં ખૂબ જ ઉપયોગી નીવડયો છે.

મુખપૃષ્ઠના પીઠોરાના ચિત્ર માટે ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક શ્રી ડૉ. અરવિંદભાઈ ભટ્ટના અંગત રસથી એમણે તૈયાર કરેલ પીઠોરાના કીમતી ચિત્રનો આધાર સાંપડયો છે. એમણે પોતાના કીમતી ચિત્રના ફોટોગ્રાફ દ્વારા આ વાચનમાળાના મુખપૃષ્ઠને આકર્ષક બનાવવામાં જે સહર્ષ સહયોગ આપ્યો છે એ ભૂલાય એમ નથી.

નવજીવન પ્રેસે ટૂંક સમયમાં છતાં સમયસર આ વાચનમાળા છાપી પ્રૌઢશિક્ષણ વર્ગમાં જનારા રાઠવાઓને વર્ગની શરૂઆતથી જ પુસ્તક મળી જાય એવી વ્યવસ્થા કરી આપી છે.

રાઠવાઓને પોતાની બોલી પર આધારિત અને પોતાના વાતાવરણને ચિત્રો દ્વારા જીવંત બનાવી પોતાપણાનો ભાવ ઊભો કરતી આ વાચનમાળા ગમશે જ એવી આશા જ નહીં પણ પૂર્ણ શ્રદ્ધા છે.

– લેખકો



# મકાઈ



મા મામા કમાઈ
કામ કાકા મકાઈ

મા મકાઈ.
મામા મકાઈ.
કાકા મકાઈ.



મા મકાઈ કમાઈ.
મામા મકાઈ કમાઈ.
કાકા મકાઈ કમાઈ.



કામ કામ કામ.
મકાઈ મકાઈ મકાઈ.
કમાઈ કમાઈ કમાઈ.

| | | | |
|---|---|---|---|
| મ | ક | ઈ | ા |

# મારી વાડી

| | | |
|---|---|---|
| મારી | વાડ | કમાડ |
| વાડી | રામ | મકી |
| માડી | રકમ | |
| વાવી | કરમ | |



મારી વાડી, મારી રકમ.
મકાઈ વાવ, વાડ કર.

માડી મકાઈ વાવી.
મકાઈ વાવી, કમાઈ કરી.



મકાઈ વાવી, વાડ કરી.
મકાઈ વાવી, રકમ કમાઈ.

| | | | |
|---|---|---|---|
| ર | વ | ડ | ી |

# જંગલમાં કામકાજ





| | | | |
|---|---|---|---|
| મંગ | લાવ | ડાંગર | લીલાં |
| જંગલ | લાજ | ગાગર | લાકડાં |
| મંગલી | લાડી | ડગરી | કામકાજ |
| ગંગલી | | | |



લાડી જંગલમાં જા.
ડગરી જંગલમાં લઈ જા.
લાકડાં લાવ, કામકાજ કર.



ગામ ગામ જંગલ.
જંગલ મારી રકમ.

| | | | |
|---|---|---|---|
| જ | લ | ગ | ં |

# લાખ ભેગી કરીએ

| | | | | |
|---|---|---|---|---|
| લાખ | લાગે | ખેલ | એલી | કલાડી |
| લાભ | માગે | જેલ | રેવલી | ખાખેડી |
| ભાગ | જાગે | ખેડ | જગલી | આલડી |
| ભાર | આગે | આમલે | લીલગરી | અજગર |

જંગલમાં જઈએ, કામ કરીએ.
લાખ ભેગી કરીએ.
કમાઈ કરીએ, આવક લઈએ.
લીલગરી વાવીએ.
ખાખેડી વાવીએ.
આલડી વાવીએ.
જંગલ વાવીએ.
કમાઈ કરીએ.
ગામેગામ જંગલ વાવીએ.




| | | | |
|---|---|---|---|
| ખ | ભ | એ | ે |

પાઠ ૫      પાઠ પાંચમો

# દાળ-રોટો ખાઈએ



| | | | |
|---|---|---|---|
| દાળ | રોટા | ગંગલી | કાગડી |
| ભાજી | આટો | ગેદલી | ભગલો |
| વડાં | કાકડી | ખીમલો | ખાંડી |
| ડાંગેર | દળવા | દેવલી | કોદરા |



ખીમલો મકાઈ વાવે.
કાગડો ડાંગેર વાવે.
ગેગલી કોદરા વાવે.
મંજલી મકાઈ દળે, ગેદલી રોટા કરે.
ગંગલી ડાંગેર ખાંડે, ગેદલી દાળ કરે.
દેવલી કોદરા ભરડે, ગેદલી ભાજી કરે.

રોટા-ભાજી ખાઈએ.
રોટા-દાળ ભેગાં મળી ખાઈએ.
કામકાજ કરીએ.
મોજમજા કરીએ.

| | | | |
|---|---|---|---|
| દ | ળ | ટ | ો |

# આપણું પોરિયું ભણે





| | | | |
|---|---|---|---|
| ભણે | ભણવું | ખાપરી | કંદુડિયો |
| ગણે | ગણવું | મણકી | અલુડિયો |
| લખે | લખવું | રીંગણ | દલિયો |
| જાણે | જાણવું | માણકો | દીવાળિયો |

પોરિયો ભણે, પોરાઈ પણ ભણે.
ભણે એ ગણે, ભણે એ લખે.
ભણે એ જાણે.

માણકો ભણે, ખાપરી ભણે.
કંદુડિયો લખે, જુગડી ગણે.
ભેગાં મળી ભણે.




ભણીગણી કમાઈ કરે, ભણે એ આગળ જાય.
આપણો પોરિયો ભણાવીએ.
આપણી પોરાઈ પણ ભણાવીએ
આપણે પણ ભણીએ.



# કમાણી અને બચત





બચત બચપણ નાયકડો મોચી વનકટી
બતક ચણતર રતનિયો તલાટી નામ
ખરચ ભણતર તેરિયો બોકડી ચાવેરું
લોન દાક્તર મોટલો નેગારુ લગન

ખેતરે જઈએ.
ખેતરમાં કામ કરીએ.
મકાઈ વાવીએ.
કમાણી કરીએ.
જંગલમાં જઈએ.
લાકડાં, લાખ વેણીએ.
ગુંદર, ડાળી ભેગાં કરીએ.
ચાવેરું વેણીએ.
ટીમરુ પાન વેણીએ.
ખાખર પાન વેણીએ અને.
કમાણી કરીએ.





ઢોરી રાખીએ.
બકરી પાળીએ.
ડગરી પણ પાળીએ.
અને કમાણી કરીએ.



કમાણી કરીએ અને બચત કરીએ.
ખોટા ખરચા ન કરીએ અને બચત કરીએ.
લગન-મરણના ખોટા ખરચ ન કરીએ.
ઈંદ તેડાવીએ પણ ખરચો કમતી કરીએ.
પાણુંુ કરીએ તોપણ ખરચ કમતી કરીએ.
કુંવારિયો કરીએ પણ ખોટા ખરચ ન કરીએ.



દારૂ ન પીએ.
તાડી ન પીએ.
ટંટો ન કરીએ.
કમાણીની રકમ બચાવીએ.





| બ | ચ | ત | ન |
|---|---|---|---|

# થાવરિયાના ઘોર દિવાહુનો તિહવાર



| | | | | |
|---|---|---|---|---|
| થાક | થાનક | હથેવડો | ઘોર | અળહિયું |
| હાટ | થાવર | આહંડી | ઘમ | દિવાહુ |
| હાગ | થાપડાં | હોળી | ઘુવેડ | દિવાળિયો |
| ઘટી | | હોયલું | ઘાસિયુ | ટેંટિયો |
| મેથી | | હાબર | ઘરચીડી | હિયાળી |
| થાળી | | દહાડો | (ચકલી) | |



ગામમેં વારલા હોયા.
હાવ તિહવાર કરજેં.
પટલિયો પુજારો બડવો અને
ગામના ડાહા માણહુ ભેળા હોયા.
દેવને હાટને દહાડે આખા ગામમેં તિહવાર.
પટલિયે હાકો પડાયો, કાલે તિહવાર.
થાવરિયાના ઘોર તિહવાર કરવા પોરાઈ આવી.



તિહવાર કરવા બોહને જમાઈ આવહે.
થાવરિયો તિહવાર કરવા હાટમેંથી ચીજ લાવજે.
તેહનાં પોરિયાં નવલાં ચાખલાં વારુ વારુ પહેરજે.
ભેળાં હોઈકિને નગારુ, કરતાલ લઈ નાચજે.
દિવાહો અમારો મોટલો તિહવાર હોયો.
થાવરિયો, પોરિયાં, લાડી, બોહને રાજી રાજી હોયાં.

| | | | |
|---|---|---|---|
| થ | હ | ધ | િ |



# ઝાઝાં છૈયે ઝાઝો સંતાપ





| | | | |
|---|---|---|---|
| ઝાડ | છાલ | સેંગલો | પૈસા |
| ઝાડપાન | છીપુ | સેગવો | છૈયાં |
| ઝભલું | રીંછડો | સારોલી | બૈરી |
| કણઝી | છોકરો | સીમાળ | વૈતરું |
| ઝરખડું | છોકરી | સાદડ | |
| ઝવરી | છોરી | સરપણ | |
| ઝમકુ | છોરો | | |

લગામી ગામમાં દાક્તર સાહેબ આયા. સરપણના ઘોર ગયા. સરપણે કોટવાળને બોલાવી ગામલોકોને ભેળા કરિયા. દાક્તર સાહેબે લોકોને વાત કહેવા માંડી :

ભાઈઓ અને બહેનો,

તમને મળીને રાજી થયો. તમારા ગામની થોડી વાતો કરીએ. આ ગામમાં પચાસ-બાવન જેટલાં ઘરો છે. ગામની કુલ વસ્તી લગભગ છસો-સાતસો માણસોની છે. ગામની જમીન ઓછી છે. માણસો ઝાઝાં અને ખેતીની જમીન ઓછી એટલે કમાણી ઓછી થાય. કમાણી ઓછી થાય તો આપણી જરૂરિયાતોને પહોંચી વળાય નહીં. માણસો ઝાઝાં થતાં જાય પણ જમીન તો તેની તે જ.

ઝાઝાં મળે અને ખાવા ટળે. ઝાઝાં છોરાંવાળો દુઃખી થાય. આનો મારગ ખોળવો પડે.

આનો એક જ મારગ છે. આપણે આપણુ ઘર જોઈ પથારી પાથરીએ. સોડ પરમાણે સાથરો કરીએ. મારે તમને ઝાઝું કહેવાની જરૂર નથી કે ઝાઝાં છૈયે ઝાઝો સંતાપ. થોડાં છૈયાં સુખી સંસાર. આમાં તમે સમજી જાઓ.

દાક્તર સાહેબની વાત પતી ગઈ. ગોહાઈડો, નાયકો, કટાયેલો અને નદુડિયો માંહે માંહે વાત કરવા લાગ્યા.

દાક્તર સાહેબની વાત બરાબર હોઈ. ઝાઝાં છોરાંવાળો મરે. નદુડિયો કહે, મારે તો બે જ છોકરાં છે. આપણે તો હવે બસ. ખરુ સુખ ઓછાં છોરાં હોય તો જ મળે.



# ફૂલજીને તો ઢગલે ધાન



| | | | |
|---|---|---|---|
| ઢગલો | ધંધો | ફાલદાર | હૂકો |
| ઢબરાં | ધાન | ફૂલ | કોદરા |
| ઢૂંકડું | ધજા | ફળિયું | કૂવો |
| ઢેફૂં | ધૂળ | ફૂગરિયું | દૂધી |
| ઢાલકી | ધેડ | ફૂઈ | |
| ઢાલ | ધકોડો | ફાસ | |
| | ધગડુ | ફૂદલી | |
| | ધરવું | | |





ફૂલજી પુનિયાવાંટ ગામનો નાનો ખેડૂત. તેને માંડ બે એકર ભોંય. આટલી ભોંયમાંથી કાંઈ કમાણી ન થાય. એક દી ગામસેવો અને ખાતરવાળા સાહેબ ફૂલજીને ભેળા થયા. ખેતીની વાત કરી.

સાહેબે ફૂલજીને ધાનના ઢગલા પકવવાનો જાદુ બતાવ્યો. તેમણે તેને સરકારી યોજનાની વાત કરી.

ફૂલજી સમજુ ખેડૂત હતો. એ આદિવાસી વિકાસ કચેરીએ ગયો. તેને તો અરધી રાહતે બિયારો, ખાતર, ગાડું, બળદ અને ઓજારો મળિયાં. તેણે સોસાયટીમાંથી લોન લીધી. આ વરસે વરસાદ પણ સારો થયો.

ફૂલજીએ ઘણી મહેનત કરી. નવાં નવાં ખાતરો લાયો. તેણે તો નવી રીતે ખેતી કરી. ફૂલજીની લાડી અને પોરિયાંએ પણ ખૂબ મહેનત કરી. ગામના બીજા ખેડૂતોને કાને આ વાત આવી. તેઓ ફૂલજીનું ખેતર જોવા ગયા. ખેતરનો પાક જોઈ બધા કહે, “ફૂલજીએ તો કમાલ કરી. થોડી ભોંય અને ઢગલેઢગલા ધાન.

ફૂલજીભાઈ, અમને પણ આનો મારગ બતાવો તો સારું.”



# શોષ ખાડો કરીએ





| | | | |
|---|---|---|---|
| શોષ | શીંગ | શાહુકાર | શંકા |
| ધનુષ | ભોંયશીંગ | શબરી | શરદી |
| પોષ | શીંગડું | શાળા | શરીર |
| પોષણ | શરમ | શનિવાર | |

આપણું ઘર નાનું. ઘર નીચું પણ ખરું.
ઘરમાં બારી ન મળે. ઘરમાં બધે અંધારું જ અંધારું.
ઘરમાં ચૂલો સળગે. ધૂમાડો બહાર ન જાય.
રાંધનારી લાડીની આંખો બળે. ધૂમાડાથી ઘરમાં સૌ હેરાન થાય.

ઘરની બહાર પાણિયારું. પીવાનું પાણી માટલામાં ભરીને પાણિયારા ઉપર મૂકીએ. પાણી વારંવાર ઢોળાયા કરે. નીચે કાદવ થાય. કીચડમાં કૂતરાં ખાડો કરે. મરઘાં તે જગાએ બેસે. ગંદકી થયા જ કરે. તેથી માખી, મચ્છરાં પેદા થાય. પીવાના પાણીની જગાએ ગંદકી કેમ પોષાય? એટલા માટે નકામા પાણીના નિકાલ માટે ખાડો કરીએ. પાણી શોષાઈ જાય તેવો શોષખાડો કરીએ. નાની નીક કરી શોષખાડામાં પાણી વાળીએ. નાવણિયાનું પાણી પણ શોષખાડામાં જાય. નકામું પાણી વાડીમાં પણ વાળી શકાય.

પાણીનું માટલું રોજ ધોઈએ.
માટલું સાફ ન કરીએ તો તેમાં જીવ પડે.
આ જીવ રોગ પેદા કરે.
પાણીના માટલાને ઢાંકીએ.
પાણી ઉઘાડું રહે તો જીવજંતુ પડે.
કચરો પણ પડે.



માટે પીવાનું પાણી ગાળીએ



માટલાં ઢાંકીને રાખીએ.
રોજ માટલાં સાફ કરીએ.
સાફ પાણી પીએ.
ગંદકી થવા ન દઈએ.
સારાંનરવાં રહીએ.

| શ | ષ |
| --- | --- |

પાઠ ૧૨

# સૌ ઠાલો ઠઠારો ન કરીએ

પાઠ બારમો



| | | | |
|---|---|---|---|
| ઠાઠમાઠ | ઠઠારો | સૌ | મૌન |
| શેઠ | ઠાગાઠૈયા | ટૌકો | ચૌદસ |
| ઠાલો | વેઠ | ગૌરી | ગૌચર |
| શેઠાણી | ઠીંગણો | ગૌશાળા | ચૌંઆ |
| જેઠાણી | સૂંઠ | નૌકા | ચૌદ |
| જેઠ | | | |

આપણે ગરીબ માણસ. આપણી પાસે ઓછી ભોંય. આપણી કમાઈ ઓછી. આપણા ઘરમાં ખાનારાં ઝાઝાં. તેથી આપણી પાસે બચત ન મળે. પૈસા ન હોય તોપણ આપણે દેખાદેખી ઠાલો ઠઠારો કરીએ. જરૂર ન હોય તે માટે ખોટું ખરચ કરીએ. દેવું થાય. દેવામાં જમીન જાય. ઘર જાય અને જણસ જાય.

ઘરમાં એક લાડી હોય તોયે ઘણા પુરુષ બીજી બૈરી લાવે. તેથી ઘરમાં છોકરાં વધે. ઘરનું ખરચ વધી જાય. દેખાદેખી બીજી બૈરી લાવવી એ ખોટી વાત.

ઘણાં દારૂ પીએ. કેટલાંક તાડી પણ પીએ. તાડી પીવાથી નશો થાય. તેથી ભાન ભૂલી જવાય. અંદર અંદર મારામારી થાય અને ખૂન થાય. કોરટ-કચેરીનો ઠાલો ખરચ થાય.

કોઈનો બાપ મરી જાય. કોઈની મા મરી જાય. કોઈ ને કોઈ સગું મરી જાય. આપણે દેખાદેખી મરણ પાછળ ખોટા ખરચ કરીએ. ખોટા ખરચથી કરજ થાય.

હમણાં હમણાં થોડા જવાનિયા શોખ કરે છે. પાસે પૈસા ન હોય અને દેવું કરી શોખની ચીજ ખરીદી લાવે. આ ઠાલો ઠઠારો નકામું દેવું કરાવે.

સૌના ઘેર કુંવારિયો થાય. કોઈ કોઈ ઈદ કરે. કોઈ પીઠોરો કરે અને સૌ પાણગું કરે. તે વખતે દેવ-દેવીને રીઝવવા સૌ માનતા કરે. માનતા વખતે ખરચ તો થાય જ. આપણે ધારીએ તો ઓછો ખરચ કરી શકીએ. દેવને દેખાદેખીની જરૂર નથી. દેવને ઠાલા ઠઠારાની જરૂર નથી.





# અમારી જંગલ મંડળી

ગામમાં મંડળી ખૂલી, જંગલ મંડળી,
મંડળી ભલે ખૂલી, અમારી મંડળી.

મંડળીમાં શું શું લેવાય, જંગલ મંડળી,
મવડાં ને ડોળી લેવાય, અમારી મંડળી.

ખાખરા ને લાખ લેવાય, જંગલ મંડળી,
ટીમરુંનાં પાનાં લેવાય, અમારી મંડળી.

જંગલની પેદાશ લેવાય, જંગલ મંડળી,
નિગમની દુકાન કે'વાય, અમારી મંડળી.

ખૂબ ખૂબ ભાવ આપે, જંગલ મંડળી,
વા લો ફાયદો થાય, અમારી મંડળી.



# અરજી



અરજદાર : ભીમાભાઈ ધૂળિયાભાઈ રાઠવા
હોળી ફળિયું,
મુ. વીરપુર.
તા. છોટાઉદેપુર.
જિ. વડોદરા.
તા. ૩૦-૯-૮૩.

માનનીય તાલુકા વિકાસ અધિકારી,
છોટાઉદેપુર તાલુકા પંચાયત,
મુ. પો. છોટાઉદેપુર,
જિ. વડોદરા.

સાદર વંદન.

સવિનય જણાવવાનું કે ચાલુ વરસે મારે ખેતીના કામમાં મદદ માટે એક બળદ ખરીદવાની જરૂર ઊભી થઈ છે.

મારા જાણવા મુજબ સરકાર ગરીબ આદિવાસી લોકોને ખેતી અંગેનાં સાધનો કે બળદો ખરીદવા માટે લોન આપે છે. હું એ યોજનાનો લાભ લેવા માગું છું.

આ ઉપરાંત ખેતીવાડી ખાતાની સબસીડી યોજના મુજબ મળતી મદદ મને મળે એ માટે વિનતી કરું છું. બળદની કિંમત આશરે બે હજાર રૂપિયા જેટલી થાય છે.

હું સમયસર બળદ ખરીદી શકું તો ખેતરમાં સારી ખેડ કરી સારો પાક પકવી શકું.

મારી અરજી ઉપર વિચાર કરી તુરત જ ખરચ માટેની લોનની રકમ તથા સબસીડીની રકમ મંજૂર કરવા વિનતી કરું છું.

લિ. આપનો
ભીમાભાઈ રાઠવા

| ઉ | ઊ |
|---|---|

# પત્ર



દેવહાટ આશ્રમશાળા,
મુ. દેવહાટ.
તા. છોટાઉદેપુર.
જિ. વડોદરા.
તા. ૧-૧૦-૮૩

**પૂ. બાહ તથા વહાલી ઈયા, ભાઈ કંજલો, બહેન ગોહલી, ડાહલી, કાકો નેવરિયો.**

બધાં સારાં ભલાં હશો. હુ મજામાં છું. અહીં મને ખૂબ મજા છે. ઘેર તો ખાવાનું મોડું થાય છે પણ અહીં તો દસ વાગે એટલે ખાઈ લેવાનું. પછી ભણવા બેસવાનું. આપણે ઘેર તો રાબડી કે દાળરોટો મળે. કદી કદી તો દાળ ન પણ મળે. પણ અહીં તો રોજ રોટા સાથે દાળ, શાક મળે. દાડી કોદરી પણ જડે. મગ, તુવેર, ચણા, વટાણા વગેરે પલાળીને કે ઉગાડીને નાસ્તામાં મળે. મમરા, પૌંઆ, શેકેલા ચણા, ધાણી અને ગળી રાબ નાસ્તામાં આપે. લૂખું તો ખાવાનું જ નહિ. જે ખોરાક ખાવાનો મળે છે તેથી શરીર સારું રહે છે. અમોને જે ખોરાક મળે છે તેથી શરીર પોષાય છે.

મને બે જોડ કપડાં મળ્યાં છે. મહિનામાં એક વખત આશ્રમ તરફથી વાળ કપાવી આપે છે. લૂગડાં ધોવાનો સાબુ, માથામાં નાંખવાનું તેલ પણ મળે છે. પાવાગઢ ને વડોદરાના પ્રવાસે જવાનું પણ થશે. તેનો ખરચ પણ સરકાર આપે છે.

અહીં મને તો ખૂબ ગમે છે. ભણવાનું પણ સારું છે. અમે બધા સાથે રમીએ અને સાથે મળી બધાં કામ કરીએ છીએ. રોજ સવાર-સાંજ પ્રાર્થના કરીએ છીએ. આશ્રમમાં મહેમાનો આવે તે અમને સારી સારી વાતો કહે છે. ભાઈ કંજલો ને બહેન ગોહલી મોટાં થાય ત્યારે તેમને પણ અહીં ભણવા મોકલી આપજો. ફળિયામાંના વેલજી તથા ગોપલાને પણ અહીં ભણવા આવવા સમજાવજો.

ભણે તેને જ્ઞાન મળે. ભણીએ તો ધંધો કરી શકાય. ગુરુજી, તલાટી કે બીજી નોકરી પણ કરી શકાય. માટે મને તો અહીં ગમે છે.

| શ્ર | જ્ઞ |
|---|---|

લિ.
તમારો છોરો
**આપસિંહના રામરામ**

# વહેમ અને અંધશ્રદ્ધા





બાબુભાઈ સારા સમાજસેવક. એક વખત ફરતા ફરતા રાઠ વિસ્તારમાં જઈ ચડયા. એક દિવસ ટેંટિયાભાઈના ખેતરે ગયા. જોયું તો પાક કરતાં ઘાસ મોટું અને ઘણુંબધું. બાબુભાઈએ પૂછયું, હે ટેંટિયાભાઈ, આ ખેતરમાં ઘાસ એટલું બધું છે કે પાક તો દેખાતો જ નથી. આમ કેમ?

સાહેબ. હજી દિવાહુનો તિવાર થયો નથી એટલે ખડ તો વધે જ ને જુઓને આખા ગામનાં ખેતરોમાં ખડ વધી ગયું છે.

પણ દિવાહાના તિવારને ને ખડના નીંદામણને શુ? નીંદામણ તો કરાય ને? ટેંટિયાભાઈ તરત જ બોલી ઊઠયા. સાહેબ, એ શુ બોલ્યા? દિવાહાના તિવાર પહેલાં નીંદામણ કરીએ તો ગામનું આવી જ બને. માણસો અને ઢોર મરી જાય. વાઘ પરકે. બકરાં, માણસ, બળદ પકડી જાય. પોરિયાં માંદલાં થઈ જાય.

વાત સાંભળી બાબુભાઈ મનમાં વિચારવા લાગ્યા : આ તો ભારે અંધશ્રદ્ધા કહેવાય. વધુ પૂછતાં ખાતરી થઈ કે આજુબાજુનાં ગામોમાં પણ આવી જ અંધશ્રદ્ધા છે. એને દૂર કરવી જ જોઈએ.

બંને વાતો કરતા કરતા ગામમાં ગયા. બીજા દિવસે બાબુભાઈએ ગામમાં લોકોના ઘરે ઘરે મુલાકાત લેવાનું શરૂ કર્યું. તેમણે જોયું તો ગામમાં ખૂબ વહેમો છે. બડવો, ભૂવો અને પૂજારો એ જ ગામના દેવ મનાય છે. તેમની વાત જ ભગવાનનો બોલ માની લોકો ઝીલી લે છે. અને અંધશ્રદ્ધા અને વહેમમાંથી બહાર નીકળતા જ નથી.

એક દિવસ બાબુભાઈએ ગામના લોકોને ભેગાં કર્યાં અને વાતો કરવા માંડી. બાબુભાઈએ સમજાવ્યું કે, ભાઈઓ, “ધરતી તો માતા છે. આપણને ધાન આપે છે. ભગવાન કેટલો દયાળુ છે. ખેતીની મોસમ આવે એટલે વરસાદ વરસાવે છે. આપણે ખેતી શરૂ કરીએ. પણ તરત જ નીંદામણુ ન કરીએ તો ધરતીમાતા ધાન ક્યાંથી આપે? ધરતીનો કસ આ નકામું ઘાસ ખાઈ જાય અને વધે. આપણો પાક નબળો થતો જાય પછી ધરતીમાતા ધાન




ક્યાંથી આપે? દિવાહો ન થાય ત્યાં સુધી નીંદામણુ ન થાય. આ તો આપણો વહેમ છે. અમારી બાજુ, અરે આ સૈડીવાસણમાં પણ આવો વહેમ નથી. નથી દેવ કોપતો કે નથી માતા રૂઠતી. કાલથી આપણે બધાંએ ખેતરે જવાનું અને નીંદામણનું કામ કરવાનું.

બીજી એક વાત પણ સાથે સાથે કહી દઉં. ગામમાં આટલાં બધાં માંદાં છે ને કોઈ દવાખાને જતું નથી અને તમે તો ભૂવા-બડવા કરો છો. તેમ તે કાંઈ રોગ મટતો હશે?

વચ્ચે જ એક ભૂવો બોલી ઊઠયો : આની વાતથી તો દેવ કોપશે. કાઢી મૂકો આને ગામમાંથી.

બાબુભાઈ ધીરજ રાખી શાંતિથી બોલ્યા : મારે એ જાણવું છે કે આ ભૂવા-બડવાથી બધાના રોગ મટી જાય છે? વચ્ચે ભૂરલો બોલી ઊઠયો : ના, હું ક્યારનોય બડવો કરાવું છું. પણ મારા ઘરમાંથી રોગ મટતો જ નથી.

બાબુભાઈએ તક ઝડપી લીધી. બોલ્યા : ચાલો કાલે મારી સાથે દવાખાને. હું બધાંનો રોગ મટાડી આપું. દવાથી જ રોગ મટે. એથી જ સરકારે ગામેગામ દવાખાનાં શરૂ કર્યાં છે.

બીજા દિવસે ગામમાં નવી નવી ચર્ચા થવા લાગી. બાબુભાઇ ફળિયે ફળિયે ફરી માંદાને લઈ દવાખાને ગયા. દવા કરાવી આવ્યા. ખેતરોમાં બધાંને લઈને ગયા. નીંદામણ શરૂ કરાવ્યું. એક અઠવાડિયું થયું, બે અઠવાડિયાં વીત્યાં પણ કાંઈ જ અજુગતી ઘટના ન બની. ઊલટું માંદલાં દવાથી સાજા થવા લાગ્યાં.

બધા બડવા–ભૂવાને છોડી બાબુભાઈની વાત માનવા લાગ્યા. મજલો તો ઘેર ઘેર કહેવા લાગ્યો : આટલાં વરસ આપણે અંધારામાં જ રહ્યાં. હવે તો વહેમ શાનો અને અંધશ્રદ્ધા શાની? આ ભૂવા-બડવાએ તો ગામનું દાટ વાળી રાખેલું. હવે એને પણ બીજા સારા કામે જોડી દો.

હવે ત્યાં કોઈ ભૂવો-બડવો નથી. બધાં સુખી છે. વળી નીંદામણ સમયસર થયું એટલે દર વરસ કરતાં આ વરસે પાક પણ વધારે થયો. તેથી લોકોના મનમાંથી વહેમ અને અંધશ્રદ્ધા ગયાં.



# પંચાયતની ચૂંટણી

(કંદુડિયો વાંચતાં-લખતાં શીખી ગયો છે. તે ખેતરેથી વળતાં પંચાયતની કચેરીએ લગાડેલો કાગળ વાંચવામાં પડ્યો છે.)

ચીલિયો : કંદુડિયા, શું કરે છે? કાંઈ નવાજૂની તો નથી ને? સરકારમાંથી ગામ પર કાંઈ નોટિસ તો નથી આવી ને?

કંદુડિયો : જાણવા જેવી નવાજૂની છે. ગામમાં ચૂંટણી આવે છે. આ પંચાયતના બધા સભાસદો બદલાશે, અને નવા માણસો પંચાયતમાં બેસશે.

(બાજુ પર બેઠેલો દહરો દોડી આવ્યો.)

દહરો : આ વખતે તો મારે પંચાયતમાં આવવું છે. ગામ ભેળું થાય એટલે પહેલું જ મારું નામ લખાવી દેવાનો.

કંદુડિયો : એમ કાંઈ નામ લખાવી દેવાથી કચેરીમાં ના અવાય. એને માટે તો ફૉરમ ભરીને ચૂંટાવું પડે.



ચીલિયો : તે હેં કંદુડિયા, આ વખતે તો મારો પણ વિચાર છે. મારાથી પંચાયતમાં અવાય?

કંદુડિયો : હા, હવે તો અઢાર વરસ પૂરાં થયાં હોય તેવાં ગામનાં કોઈ પણ માણસ ચૂંટાઈને પંચાયતમાં આવી શકે.

પૂંજો : પણ ભાઈલા, તમે બધા નાતીલા ભેગા થઈ તમારી નાતને જ પંચાયતમાં બેસાડવાના ને? અમારામાંથી કોઈ એકાદને થોડા લાવવાના?

કંદુડિયો : પૂંજાકાકા, હવે તો પંચાયતમાં બધા નિયમો થયા છે. અને નિયમોથી બધા ચૂંટાય. ગામમાંથી સાત જણ લેવાના. એમાં તમારા હરિજન ભાઈઓમાંથી પણ એક લેવો જ પડે એવો નિયમ થયો છે. પૂંજાકાકા, તે વગર ચાલે જ નહીં.

પૂંજો : સાચું કે'છે? જો એમ હોય તો તો આ વખતે અમારામાંથી મારે જ આવવું છે.

કંદુડિયો : પૂંજાકાકા, તમારા વાસનો વિભાગ સાતમો છે. તે વિભાગના લોકોમાં ફૉરમ ભરાય. જે ફૉરમ ભરે તે ઉમેદવાર. તેમાંથી જેને વધારે મત મળે તે પંચાયતનો સભ્ય બને. (પાણીનાં બેડાં ભરીને પાનડી, વેલડી, રેવલી, ત્યાંથી જતી હતી. તેમને જોઈને) અરે હવે તો આ બેનોમાંથી પણ એક પંચાયતમાં લેવાની છે. આ પહેલો વાસ છે. તેમાંથી બેનનું નામ આવવાનું છે.



દહરો : હેં, એ વાસમાં તો મારું નામ લખાવવું છે. હુ એ વાસમાં રહુ છું.

કંદુડિયો : તમારું હવે ન ચાલે. સરકાર બહેનો માટે એક જગા અનામત રાખે. અને જે વિભાગ નક્કી કરે એમાં ફેરફાર ન થાય.

દહરો : મારું વા'લું, આ નવું. કાયમ એમ ચાલવાનું?

કંદુડિયો : ના, દર ચૂંટણી વખતે વિભાગ બદલાતા રહેવાના. આ વખતે પહેલા વિભાગમાં, તો બીજી વખતે બીજા વિભાગમાં, એમ ફરતા રહેવાનું.

ચીલિયો : અલ્યા એમણે સરપંચ કયા વાસમાંથી લેવાનું લખેલું છે? મારે સરપંચ થવું છે. મારા વિભાગમાં આવે છે ને?

કંદુડિયો : હવે રહેવા દે તું સરપંચ થવાનું. સરપચ કોણ થાય તેની ખબર નથી અને થવું છે સરપંચ. બધા આવા ને આવા આવે તો થયાં ગામનાં કામ. અલ્યા સરપંચ માટે તો ગામનો કોઈ પણ માણસ ફૉરમ ભરી શકે. ગામના બધા જ લોકો એને ચૂંટે. અને સભ્યોને પોતાના વિભાગવાળા ચૂંટે, સમજ્યો?

ચીલિયો : પંચાયતમાં સાત જણાં લેવાનાં અને એક સરપંચ. એમ આઠ જણાં પંચાયતમાં આવશે.

કંદુડિયો : ના, છ વિભાગમાંથી કુલ છ સભાસદ . તેમાં એક બહેન. એક હરિજન અને બીજા ચાર જણા અને આખું ગામ ચૂંટે તે સરપંચ. એમ કુલ સાત જણા. પંચાયતમાં ગામની વસતી પ્રમાણે સાત, નવ, અગિયાર, તેર કે પંદર એવી સંખ્યામાં હોય છે.

દહરો : ચૂંટણીમાં મત તો આપણા ગામના બધા જ આપશે ને?

કંદુડિયો : ના, અઢાર વર્ષ પૂરાં કર્યાં હોય અને યાદીમાં જેનું નામ હોય તે જ મત આપી શકે. જો અઢાર વરસ થયાં હોય પણ ગણતરી વખતે નામ રહી ગયું હોય તો લખાવી દેવું પડે. તે સિવાય મત ન અપાય.

પૂંજો : મત તો ગમે તેને અપાય ને? કે પછી બધા લોકો નક્કી કરે તેને જ આપવાનો?

કંદુડિયો : ના, વિભાગના ઉમેદવારોમાંથી આપણને જે પસંદ પડે તેને મત આપવાનો. મત ખાનગીમાં આપવાનો છે. કોઇ ને પણ ખબર પડશે નહિ. ખાનગી મતદાન કહેવાય. કોણે કોને મત આપ્યો તેની ખબર જ ન પડે.

ચીલિયો : એ સારું, પણ આ બધું થવાનું ક્યારે?

કંદુડિયો : આમાં બધું જણાવ્યું છે, અમુક દિવસ સુધીમાં ફૉરમ ભરવાનું. અમુક દહાડે ચૂંટણી થવાની. અમુક દહાડે ગણતરી અને અમુક દહાડેથી નવી પંચાયત કામ કરતી થવાની.

દહરો : આ મત આપીને ચૂંટણી કરી માણસ લેવાના એ જ ખરું. લોકો પોતાને ગમે તેવા માણસો પસંદ કરી લે. લાગવગ કે ભલામણ જેવું નહીં. બધુ નિયમસર.

કંદુડિયો : આ વખતે તો મારે બધાંને સમજાવવાં છે કે સારા માણસને જ ભય વગર મત આપે ને સારા માણસો ચૂંટે.



# સહકારી મંડળી રચીએ




જામલી રાઠ વિસ્તારનું એક ગામ. ગામના લોકો ખેતી કરે. સાથે ભેંસો, ગાય, બકરાં વગેરેનો પશુપાલનનો ધંધો પણ ખરો. ખેતી પર ઝાઝું લક્ષ આપે. પશુપાલન પર ઓછું.

એક દિવસ ગામમાં બે કાર્યકરો આવ્યા. એક ડેરીના ચૅરમૅન અને બીજા એ વિસ્તારના ભાઈ. સાંજે ગામ ભેગું કરાવ્યું, ખાસ કરીને બહેનોને વધારે પ્રમાણમાં એકઠી કરી.

ગામના સરપંચે બધાંને આવકાર આપ્યો. અને તેમના આવવાનો મતલબ જણાવ્યો. પછી ડેરીના ચૅરમૅન સાહેબે વાત શરૂ કરી.

બહેનો અને ભાઈઓ,

આ ગામ પાંચ વર્ષ પહેલાં મેં જોયેલું અને આજે પણ જોઉં છું. પણ તમારો કાંઈ વિકાસ થયેલો જણાતો નથી. મજૂરી ખૂબ કરો છો પણ કમાણી ક્યાં જાય છે તે સમજાતું નથી. હું આજે આ ગામમાં પૈસા કમાવાનો કીમિયો બતાવવા આવ્યો છું. તમારાં બધાંને ઘેર ઢોર છે. સારી એવી સંખ્યામાં તમે બધાં ઢોર પાળો છો એ સારી વાત છે. આ ઢોર તો આપણું ધન છે. આપણી કમાણીનું સાધન છે. ગાયો, ભેંસોનું દૂધ જો ગામ ભેગું કરીને વેચે તો તેમાંથી ખેતીના જેટલી જ આવક કરી શકાય.



તે માટે ગામમાં સહકારી મંડળી રચવી પડે. આમાં કાંઈ અઘરું નથી. પહેલાં સાત, નવ કે અગિયાર જણા ભેગા થઈ મંડળીની નોંધણી કરાવે. પછી ઢોર પાળનાર દરેક જણ એના સભ્ય થાય. સભ્ય થવા સભ્ય-ફીનો એક રૂપિયો અને શૅરફાળાના દસ રૂપિયા દરેક જણે શરૂઆતમાં આપવાના.

જેટલા વધારે સભ્યો થાય તેટલી મંડળી મોટી ગણાય. આ તમારા ગામની દૂધઉત્પાદકોની સહકારી મંડળી- કહેવાય.

સભ્યોમાંથી બીજા સાત કે નવ કમિટીના સભ્યો તમારે ચૂંટવાના. આ સભ્યો તેમનામાંથી એકને ચૅરમૅન ચૂંટે. મંડળીની વ્યવસ્થા માટે તમારા ગામમાંથી એક મંત્રી પસંદ કરીને મૂકવાનો. પછી મંડળીનું કામ ચાલુ.

મંડળી રચવાથી ઘણા ફાયદા થાય. દૂધનો સારો ભાવ મળે. અને દર દસ દહાડે એના પૂરા પૈસા મળે. એટલે તમારી ઘરખરચી ચાલે. ચીજવસ્તુ ઉધાર ન લાવવી પડે. મંડળીમાંથી ઘી પણ મળે, અને ઢોર માટે ખાણદાણ પણ મળે. વરસેદહાડે હિસાબ થાય એટલે નફાનો ભાગ મળે. ડેરીમાંથી દૂધના ભાવનો વધારો મળે તે તો વધારાનો. અઠવાડિયે એક દિવસ ડેરીના ડૉક્ટર ગામમાં આવે ને ઢોરની ખબર પૂછી દવા કરતા જાય. ઢોર ખરીદવા લોન અને સબસીડી પણ મળે. તેના પૈસા દૂધના હપ્તામાંથી કપાય. વરસેદહાડે ભેંસ મફત પડે. આ ઢોરનો તો વીમો પણ ઊતરાવાય એટલે વચ્ચે ઢોર મરી જાય તો વીમાવાળા પૂરા પૈસા આપે.

અમારી ગણતરી એવી છે કે બેત્રણ સારી ભેંસો પાળીએ તો વરસે દહાડે ઘરનાં દૂધ–ઘીના વપરાશ ઉપરાંત પાંચ-સાત હજારની કમાણી થાય. આમાંથી થોડી થોડી બચત કરીએ તો જરૂર પડે દેવું ન કરવું પડે.

આજે ગામમાં આટલાં બધાં ઢોર છે તોપણ તમને તો ખરીદી માટે પૈસા મળતા નથી. બધું ઉધાર અને ઓશિયાળું લાવવું પડે છે. ભાવ વધારે પડે તે તો ખોટનો ધંધો. વળી ઉપાડના બદલામાં માલ ગમે તે ભાવે ભરાવી દેવો પડે. પછી આવક ક્યાંથી થાય? જો મંડળીઓ રચીએ તો આ બધો ખોટનો વ્યવહાર બંધ થાય.

આવી તો જુદી જુદી જંગલ મંડળી, કામદાર મંડળી, વિવિધ કાર્યકારી સેવા સહકારી મંડળી વગેરે પણ ગામમાં રચી શકાય. તેમાંથી લોન મળે. જરૂરી ચીજવસ્તુઓ મળે અને ગામ સુખી થાય.



# ભણતર અને ગણતર

આજે ચર્ચાનો દિવસ છે. પ્રશ્નો પૂછાય અને તેના જવાબ પણ અપાય. જવાબ કોઈ પણ આપી શકે.

શરૂઆતમાં જ હેમલાભાઈએ પૂછયું :
'મોટાભાઈ, આ ટપાલની પેટી પર સમય ૧૩.૩૦ લખ્યો છે. આ કેવું? ઘડિયાળમાં તો બાર આંકડા છે અને ટકોરાવાળા ઘડિયાળમાં ટકોરા પણ બાર જ પડે તો પછી ૧૩-૩૦ સમય કયો?''

મોટાભાઈએ કહ્યું : ''સરસ વાત ઉપાડી. બાર ટકોરાવાળી વાત સાચી. પરંતુ આપણે ચોવીસ કલાકનો દિવસ ગણીએ છીએ. રેલવે, બસ, ટપાલખાતું ચોવીસ કલાકનું સમયપત્રક વાપરે છે. તે તમને જણાવું. ૧૩-૩૦ એટલે બપોરના ૧-૩૦ ગણાય. તે રીતે ૨૩-૩૦ એટલે રાતના ૧૧-૩૦ ગણાય.

બપોરના બાર વાગ્યા પછી ૧૩, ૧૪, ૧૫. . ૨૦, ૨૨, ૨૩ વંચાય છે. ૧--૦૦ વાગ્યે લખેલું હોય તો રાત્રે ૧--૦૦ વાગ્યે એમ સમજવાનું.



ત્યાંથી સમય ગણવાની શરૂઆત થાય. બીજા દિવસે રાત્રે બાર વાગ્યે ૦-૦૦ કલાક ગણાય. ત્યાં ૨૪ કલાક પૂરા થાય. આખી દુનિયામાં આ પ્રમાણે જ સમયની ગણતરી થાય છે. એ આપણે જાણવું જોઈએ. ઘડિયાળ જોતાં અને મેળવતાં આપણે શીખવું જરૂરી છે."

ગોબરભાઈએ વળી નવો જ પ્રશ્ન પૂછ્યો : આ મારો નાનકો મેળામાંથી આ પાંચ રૂપિયાની નોટ લઈ આવેલો તે પેલો દુકાનવાળો લેતો નથી. કહે છે કે નોટ ખોટી છે. મોટાભાઈએ નોટ જોઈ ખાતરી કરી કહ્યું : સાચી વાત છે. આ નોટ ખોટી છે. બનાવટી છે. આપણે નોટ ઓળખતાં શીખી લેવું જોઈએ, જેથી આમ ઠગાઈ ન જઈએ. પાંચ કે તેથી વધારે રકમવાળી નોટમાં વચ્ચે ધાતુનો તાર હોય છે. આ નોટને પ્રકાશમાં ધરીને જોઈએ તો સફેદ ભાગમાં ત્રણ સિંહની છાપ જણાય. નોટ પરનો નંબર વાંચી શકાય




એવી ફાટેલી નોટ હોય તો બૅન્કમાં જઈ બદલી શકાય. તે માટે કંઈ દલાલી ન આપવી પડે. નોટ પર નોટની કિંમત ત્રીજી લીટીમાં ગુજરાતીમાં લખેલી હોય છે. પોહલીબહેને શરમાતાં શરમાતાં આજે પહેલી જ વાર પૂછ્યું. હાટમાં કોઈ પથ્થર મૂકીને, લોઢાનાં કાટલાં મૂકીને તો કોઈ ઈંટ-ઢેખાળા મૂકીને માલ જોખે છે. આ બધાં જુદાં જુદાં વજન રાખે તે ચાલે?




જરા પણ ન ચાલે, એ તો કાયદાનો ભંગ કહેવાય. મોટાભાઈએ જવાબ આપ્યો. સરકારે જુદાં જુદાં માપનાં લોખંડનાં વજનિયાં વાપરવાનાં

નક્કી કરેલાં જ છે. તેનો જ ઉપયોગ કરાય. આપણે આવાં સાચાં વજનિયાં અને કાંટો ઓળખી લેવાં જોઈએ. ૫૦ ગ્રામથી મોટાં વજનિયાં લોખંડનાં હોય છે. અને એથી નાનાં પિત્તળનાં હોય છે. દરેક પર તેનું માપ કિ.ગ્રા-માં લખેલું હોય છે. જુઓ, હુ તમને એ બધાં ઓળખાવું. તેમણે બધાંને તે બધાં જ કાટલાં બતાવી ઓળખાવ્યાં અને જણાવ્યું, ખોટાં કાટલાં રાખવાં કે વાપરવાં તે ગુનો બને છે.

વચ્ચે રોહલીબહેને પૂછ્યું : "દૂધ પણ આનાથી જ તોળીએ તો ખરું કહેવાય ને?

ના, ના, દૂધ, કેરોસીન જેવાં પ્રવાહી માપવા માટે માપિયાં હોય છે. જુઓ આ રહ્યાં તે માપિયાં.




માપિયાં બતાવી ઓળખાવ્યાં અને ખોટાં માપિયાં વાપરવાં એ ગુનો બને છે, તે જણાવ્યું. પણ ઘી અને તેલ તો કાટલાંથી કાંટા પર કિલોગ્રામમાં જ મપાય તે માટે વાસણનો ધડો કરવો પડે.

તનિયો બોલ્યો : હેં મોટાભાઈ, શે'રમાં એક દુકાને કાપડ કાંટે તોલીને આપે છે. કોઈ દુકાનવાળા પટ્ટીથી માપીને આપે છે. તો ખરું કયું?"




જુઓ તનિયાભાઈ, કાપડ હમેશાં મીટરપટ્ટીથી મપાય. આ રહી મીટરપટ્ટી. તેના પર ૧૦, ૨૦, ૩૦ એમ ૧૦૦ સુધી આંક લખેલા છે. આખું માપ ૧ મીટર કહેવાય. બાકી વચ્ચેના તેના ભાગ સે.મી. ગણાય. જમીન, ઘરનું માપ, લાકડું વગેરે લંબાઈનાં માપ આ મીટરપટ્ટીથી મપાય. કાપડ તોલ પર લેવું એ ખોટું. તેમાં છેતરાઈ જવાય. જરૂર કરતાં વધારે ઓછું કાપડ આવી જાય તો નુકસાન થાય. હાથ વડે લેવાતું માપ તો અડસટ્ટો ગણાય. ચોકસાઈ માટે મીટર પટ્ટી જોઈએ.

પ્રશ્નો પૂછવા બંધ થયા એટલે મોટાભાઈએ જણાવ્યું, "વ્યવહારમાં વપરાતાં જુદાં જુદાં માપને માટેનાં સાચાં સાધનો ઓળખવાં જોઈએ અને જોખતાં, માપતાં, ગણતાં અને તેનો હિસાબ લખતાં શીખી લેવું ખૂબ જરૂરી છે.

# નાણાં ઓળખીએ.




પાંચ પૈસા




દસ પૈસા




વીસ પૈસા




પચીસ પૈસા




પચાસ પૈસા




એક રૂપિયો
સો પૈસા




બે રૂપિયા



છ
૬
6



સાત
૭
7



આઠ
૮
8



નવ
૯
9



દસ
૧૦
10

# ચલણી નોટ ઓળખીએ




એક રૂપિયાની નોટ




બે રૂપિયાની નોટ




પાંચ રૂપિયાની નોટ




દસ રૂપિયાની નોટ

વીસ
રૂપિયાની નોટ







પચાસ
રૂપિયાની નોટ




સો
રૂપિયાની નોટ

# મૂળાક્ષરો

સ્વર

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ

વ્યંજન

| | | | | |
|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ |
| ચ | છ | જ | ઝ | ઞ |
| ટ | ઠ | ડ | ઢ | ણ |
| ત | થ | દ | ધ | ન |
| પ | ફ | બ | ભ | મ |
| ય | ર | લ | વ | |
| શ | ષ | સ | હ | ળ |
| | ક્ષ | જ્ઞ | | |

બારાક્ષરી

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

સંજ્ઞાઓ

ા િ ી ુ ૂ ે ૈ ો ૌ ં ઃ

અંક

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯

૧૦ ૨૦ ૩૦ ૪૦ ૫૦ ૬૦ ૭૦ ૮૦ ૯૦

૧૦૦

# અંક

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૧ | ૬૧ | ૭૧ | ૮૧ | ૯૧ |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૨ | ૬૨ | ૭૨ | ૮૨ | ૯૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૩ | ૬૩ | ૭૩ | ૮૩ | ૯૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૬૪ | ૭૪ | ૮૪ | ૯૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૫ | ૬૫ | ૭૫ | ૮૫ | ૯૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૬ | ૬૬ | ૭૬ | ૮૬ | ૯૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ | ૬૭ | ૭૭ | ૮૭ | ૯૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૮ | ૬૮ | ૭૮ | ૮૮ | ૯૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ | ૫૯ | ૬૯ | ૭૯ | ૮૯ | ૯૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| 1 | 2 | 3 | 4 | 5 |
| 6 | 7 | 8 | 9 | 10 |

